ચોપાઇ–કહે કણબી સાંભળ રાજન, દેવરૂપ સરખુ તનમન; વારૂ નીજીવ રણુ અઢાર, તે સઘળા માને અમ પાડ, મહેનત થોડી મુલ વિશેક; સુખદુખ જેવું રાખી નેક; ત્રણશેં શાક દીવસ જવ જાય; વરસ એક તવ પુરૂ થાય. તેમ બેઘડી એક ન સુખ; દાવાતળ કણબીને દુખ, મહા કષ્ટે અન પેદા થાય. વરણ અઢારે વેહેંચીખાય કણબીને બીજો બદલસાર, તે ઉપાડે ભોમીભાર; ક્ષત્રિ એક ને તુરી જાય, કરે દેશ બ્રહ્માણ નિરવાણ; બ્રાહ્મણ ને બીજો જે ભાટ,દાન તેહ લેવાને માટ;તળશીને પીપળ જે નામ, એ એધાણ આણે ઠામ; વણીક જે વેપારી નામ, લોકપણે કરતો તે કામ; માલણ બીજી ગુણકા નાર, દ્રવ્યતણી તેનો હરનાર. એક સુર્યને બીજો ચંદ્ર અજ વાળુ આપે છે ઇંદ્ર;ધરા એકને બીજો મેહ, સકળ વસ્ત ઉપજાવે તેહ. એકનરમદા બીજી ગંગ,પાવન કરતી જગનાં અંગ;એક અન્ન ને બીજું નીર,સર્વ તથા એથીજ શરીર. એક જુગનાં ફળ સાર. સુંદરો મોચીને સુંથાર, ભાગ તેહતો પામે પાર; કુંભાર ધોબી વાંદરસાર, ભાગ વીસલેછે નીરધાર;ગરાશીયા તલાટીનેહ,ત્રીજે ભાગે દેસાઇ દેહ; સતવાદી હાકેમ જે વરહ્વ, ઘેર બેઠો તે પામે અરથ; એવી રીતે વર્ણું અઢાર, રહે કણબી કેરો આધાર; કણબીને કોની નહી આશ માગે ઇશ્વરકેરી પાસ કોળી ભાગે તારે ચોર, હાકેમ ભાવે વાળે ઢોર; વણીકને દેવાણુ સેહેલ, બ્રાહ્મણ નાખે છે ટેલ દેશાઇ ભાગે બાંધે દાવ. બીજા રાખે ભીક્ષા ભાવ; ગરાંશી તે પાડ વાટ, ભમનો ફરશે નિશ્ચે; કણબી ભાગ્યો થાય મજુર. ધરે હાથ નહી તેહ જરૂર; કદાચ હાકેમ આપે ઠામ, તેતો તેહ વસાવે ગામ; ઇશ્વર આગળ જોડી હાથ, બોલુ સત્ય તમારી સાથ; મહીપત માનો સાચો મરમ, કહુછુ કણબી કેરાં કરમ. આવ્ય પર્વતનો અખાત્રીજ, ખાંધે હળને બોળે બીજ; જોડી ગાડું ખેતર જાય, ખાતર લઇને નાંખે ત્યાંય. ખુલ્લે અંગે તડકો સહે. ભાર અલેખે માથે વહે,ઓઢણમાં પણ ન પટકુળ, ખડે બોભા કાઢે મુળ, અદકી રાખે મનમાં આશ, એવે તો આવે જેઠ માસ;લાકડ લુકડ આપી સાર, હળ પંજેટી કરે તૈયાર;લઈ કોશ કોદાળો હાથ હળ બળદને રાખી સાથ; ઊઠે પાછલી થાએ રાત, ખેતરમાં જાએ પ્રભાત.વણીકને ઊપજાવે રીજ, ઘર આણીને જોશે બીજ; વરશે બહુ અશાડો મેહ. ધ્રુજે ગાત્ર ઉઘા ડી દેહ. પુંજી તેતો પૃથવી માંય, વાડ તણી તે જે રક્ષાય; ખરસાણી બાવળકંટાળ કરી વાડ રાખે સંભાળ; થોડો વરશે જુવેવાટ, ઝાઝો વરસે તો ઉચાટ; હવે આવી ચો શ્રાવણ માસ, નેંદવાની કરસે મન આશ, નરનારી ભગની ને ભ્રાત. વેહેતેમાથે વરસાત; ભીનાં વસ્ત્રને ચુવે દેહ, ઘેર આવીને સુવે તેહ. ભાદરવા કેરી કહું પેર; ઘડી એકના રહેવું ઘેર, ગોફણ ગુંથે ગોળા સાર, ખેતર માળો કરવો ઠાર. હાંહાં હોકારે હોકર, કાનો નહી રહે લગાર; ઘરસુત્ર સામુ નવ જોવાય, સુવે શીયાળે ખેતર માંય કાચુ કોરૂં પેહેલું ખાય, રાંધ્યું અન્ન નારી લઇ જાય; કારતક જાએ

એવી પેર, હાકમ તેડુ આવેચેર, આણુ ફેરવે દાંડી દીશ, થઇ બેસે ખેતરનો ધીશ; એવે આવે ખાતાદાર, તે હડ્ડિ ઘાલે નીરધાર, જુઓ કરમ વિધાતા વાંક, થઈ બેઠા કણબી તે રાંક; એવું દુખ બીજાને હોય, રે વિક્રમ વિચારી જોય. પાંખે પુર વીચારે મન, સુભાએગ તો પાકે અન; કુડા ભુંડા હોએ કોક જનાર, વાવે બાવીસ ઉગે રાગ નીચી દ્રષ્ટી નીચો પાસ પડે કદીતો આવે નાશ, કરજે કાહાડે ઘરમાં ખાય; ખેતર સામુ નવ જોવાય. મહા માસનો આવ્યો લાગ, કણુકેરા કરશે બેભાગ અરધ ભાગ હરશે હાકમ,અરધ ભાગમાં લોક તમામ.પ્રથમ બીજવાળો લઈ જાય,વળતી બ્રાહ્મણ પેદા થાય; ચારણ આવી ઉભો જ્યાંહ,નાપીક દરપણ લાવ્યો ત્યાંહ; સુતાર સઉની થાએ વાત, ભલો કહિને આવે ભાટ; જેને બીક્ષાની ઇચ્છાય, આવી હાથ પસારે ત્યાંહ. જેણે શાંચ્યી બળને બીજ. તેપણ આવ્યાં આણારીજ; લુટાવતા રહે એવી પેર; આવ્યા કણબી કરે ઘેર, તેની આંચ તગાવી સાચ. પહેલ પણ જોઇએ લાંચ; ફાગણમાસે રૂત વસત,દહાડે પણ દુખ અનંત,કુવે દાવડે કોસે વરત,કણબી બળદને આવે મરદ, ઝાડબીડ જાળવવા રહે,ચાઈતર તડકો અંગે સહે,તડકા સાથે સૌ વ્હે-વાર,પેટ ભરી નવ પામે અહાર;ખાય છાશનેઘીનો ગરથ, હાકેમ વેરો સમરથ;સુખી થવાને ચઉટે જાય, મારીને વેઠે લઇ જાય,સામુ બોલે મારે માર, અણતોલ્યો ઉપાડે ભાર. કણબી દુખ તણો નહી પાર, ધરતીનો પણ અમપર ભાર; વિક્રમરાય ન કરશો રીસ, કહુંછું પાય નમાવી શીશ. ઝાઝાં ઘર કણબીનાં સાર. સો મુજ કુટુંબ તણા નીરધાર, એક શહેરમાં મણુ વકરે ધાન, અડધું મહીપત કેરૂં માન,હાથી ઘોડા લશકર તુજ, જીવે અન ખાઇને મુજ, તો મુજને, તું આપીશ શું ય, સાચે સાચુ કહુંછું હું ય,સરવે કેરો હુંછું રાય, મુજવડે સઉ કોઇ પળાય,પરદુખભંજન તારૂનામ, કરો લાખ બાજાનાં કામ. અમ કેરૂં જો ભાગો દુખ, મુકો તો મીટે ભુખ, ખેતીમાં નવ માગે પીડ, એવા રાજાકોનાવ દીઠ. કણબીકો શું હોડે હાથ, ઘડયો નથી એવો કો નાથ, પુંજી જાએ થાયઅથાગ, તોય કણબી ના હોડે હાથ, માટે કરમલખ્યું ને થાય, મારી તો માગે બલાય, ભાભો બોલ્યો એવો ભેદ, રાયને મન લાગ્યો ખેદ. છપ્પો—પટલ પાસ પાતશાહ, આપ જઇને કર જોડે, પટલ પાસ પંડીત. જાચવા જઇ જશ જોડે. પટલ પાસ સઉ ગરાસ, માન મુકીને માગે, પટલ પાસ લખપતી, લાલચે પાએ લાગે. આપે છે પટલ પરસાદતાં, જગ જીવાડણ જાણીયા, પાદશાહ વધે નહી પટલથી વખાણ્યાવે શા વાણીયા.

દોહરા—વિચારી વિક્રમ કહે, કર્યું સત્ય એ કામ, મનુશ દેહ મારો ગયો,ધન ધ-ન ભાભારામ. સાથી શીરોમણ હો તમે,મોટમ કીધી મેહ,રીશ ધરો નવ મનવિશે, તો કહું તુજને તેડ. કહે ભાભો સુણ રાયજી અહિંઆં છે એકાંત,રિશ કરે કુપે પડે ભાગે મનની ભ્રાંત. અયસુણ હોય આમતણું, તે કહો આણું દીશ,માત,ઉત્તરતેના

કહુ તો ના ધરશો રીશ.ચોપાઇ-બોલ્યો નરપત તેણે ઠામ, સાંભળ રૂડા ભાભારામ, કણબીની ઉતપત કે કેણુ, પુરાણમાં નવ જડશી મુળ. માટે ઉતર કેમ કહેવાય.એ સંદેહ મારા મનમાંહ, ઉતમ કુળનુ નહી એ કામ,માટે નિચ તમારૂં નામ ખાટું છે નામ કુળનુ કાજ,કહે કેમ ના આવે લાજ,બ્રાહ્મણ ક્ષત્રી વઇશ્ય વરાણ.તે તણાં રૂડાં આચરણ, તેહ તણાં છે કરમ, આપ આપનો પાળે ધરમ, ઉતમ કુળમાં મોટ અન્યાય. બીજી વાર પરણે કન્યાય. કહે નાતરૂં તેનું નામ, બુડવા કેરૂ એ છે કામ; સઘળા શદગુણ તમમાં હોય, તો એ મોટો અવગુણ શોય, કરો પાપ એવં પ્રચંડ, લખે તેનો અદ્ધો દંડ; પ્રતી ઉતર એનો કહો આજ, લેશમાત્ર ન ધરશો લાજ.

દોહરા-ભાભો કહે સૂણ રાયજી, ભલી ઊઠી મન ભરાંત; સંદેહ ભાગુ મન તણું ચીતમાં થજો શાંત, ઉત્પન્ન કહુ કણબી તણી; કહું કુળનિ રીત, ઉંચનીચ સરવે કહુ મનમાં આણી પ્રીત. ગુણ હોય તે મન ધરો, અવગુણ રાખી સાથ; ભાભો કહુ ભાગુ અમો, સંદેહ જે મન સાથ. શીવ શક્તિ સંયોગથી. થયો ઇંદ્રિ ત્યાં એક, રચના બ્રહ્માંડ કરી. ઝાઝો વિવેક ઉત્પન્ન કરવા પાળવા સંહારે તે કામ, નારી ઉપજાવિ પછી એક વિધાતા નામ;બ્રહ્મા કહે કેમ જીવશે માનવ જાત અનેક; સકળ બીજ પેદા કરયાં,કીધો માણસ એક.કણવાવી પાંખે સહુ,સોંપ્યું અને કામ; પુરણ હેતે આપીએ,અધીપતી અદાસુ અન.ભાર અઢારનાં પછી કરયા બીજ તેઠામ. એની મેળે ને ઉગે. ત્યાં નહી કણબી કામ, કહે વીધાતા જગપતી, એહ આપણા અંશકણને કણબી જ્યાં લગી ત્યાં લગી સરષ્ટી વંશ, કણબી વણ ચાલે નહિ.જીવે જન સોય,કણ ઉપજાવી નવ શકે,કણબીવણ નર કોઇ. વિચારયુ વિશ્વ ભરે, કણના કીડા લોક,સરષ્ટી કણબીથી થઇ.બાકી સરવે ફોક.કદાપીને જો કણ હશે, તે કણબી કુળ જાય; ત્યારે સરૂષ્ટી તો પછી જીવે કોણ ઉપાય,ચાલે બીજા સઉ વીના અટકયુ ન રહે કામ,કણબીવણ ચાલે નહીં,ઠરે નહિ કો ઠામ.સ્વામી સ્વગ ગયા પછી અવર કરે કો આપ,તેથી વંશ વધારશે,ભેદી ન શકે પાપ,ઉત્તમ વરણ આદિનું થાશે અલપારુપ,તે કાંઇ જાશે નહીં,કણબીકેરો વંશ.સરવે પેલાં અવતર્યા,સઉની પુઠે જાય,ભાભો સઉના મનવીષે,ભાભો મે કહેવાય,ભાભો કહે છે મુજનેમનથી પ્રગટયો માન,ભાભો ને બોમી પરે,મહીપત સરખો જાણ, નાત બહાર અમમા નહિ, ઉંચ નીચના હોય, અણિદચાદમાં પણ નહી જુગઆદથી જોય.કુળહીણ કોઇ નહિ ઠેકાણુ ઠામ.મહીપત સરખા માનદે,તેથી મોટુ નામ,કરોડ જન કણબી પુઠે, દેવ સરીખા સોય.રાજાપાછળ કો નહીં, આપ વિચારી જોય,અમને વરણાગી નહી,કાયર નહી સુર,કષ્ટ સહે કાયે ઘણુ, પરમારથમાં પુર,બીજી વરણ જે જગતમાં,આપ રળેલું ખાય,કણબી મેહેનત જે કરે, બારેવાટ જાય. વીશ્વપતીથી હળપતી, છત્રપતીની જોડ,તે પણ ડાહ્યા હીલ

થઈ, ઉભા રહે કરજોડ, મહેણું દિધું મહિપતે, ઉત્તર દીધો આજ; કુળ વાધે કણબી તણું, કરે નાતરાં કાજ; કહે ભાભો સુણ મહીપતી, વીવેકી, વીક્રમ વરસ; કણ પાક જેજે કરે, તે રાજાને અરધ, ભોમી ઉપર જેટલો અમલ કરોછો આપ; લોછો શીરપર તેટલું, કણબી કેરૂ પાપ, નીમેષ માત્ર અમને નહી; જાય અધીકું પુન્ય; યજ્ઞ કરીને વળી. ગાંઠે બાંધીએ પુન્ય. ચોપાઇ—ભાભા કેરાં સુણી વચન; પ્રસન થ રાજાનું મન, મન કેરો ભાગો સંદેહ, પુરણ પ્રેમે જણાવ્યો નેહ; એક તમો દીસો વરધ. બીજુ રળી આપોછો અરથ; ત્રીજુ મન ભાગ્યો સંદેહ, ચોથુ નારાયણપર નેહ. માટે મુજ આપ્યાનું મન. સંકટ તમ કાપુ આ દન; માગો કાંઇ અમારી પાસ, સંતોખી મોકલીએ વાસ, બોલ્યો ભાભો મન હુલાસ; મહીપત આપ તણો છે દાસ; વરસ થયાં પંચાણું મુજ હાવાં શું હું જાચુ તુજ; પાંચ પુત્ર પ્રહદાપરીવાર, ખાવા પીવા અપરંપાર; સરવે સુખ તમારે પુન્ય. નથી મારે કાંઇપણ નુન્ય; હજુ રળવાની મુજ શીદને આશા રાખુ તુજ; હઠ કરે છે સાર, ભાભાને કહે વારંવાર; મેં તારી જોઇ ચરચાય; અરહ મારૂ મીથ્યા જાય, માટે મન માને તે માગ. તારા મનની ભુખજ ભાગ, તવ ભાભાએ જોડયા હાથ, બોલ્યો રાજા વિક્રમ સાથ, ધનેનહી ઉદક અવતાર, કરે શીવ પુજા નીરધાર. મુરતીના બીજા બહુ ઠામ, મારે મુખ્ય પતિનું કામ; મુકીત ચાર પદારથ જેહ, શીવપુજાથી મોટી તેહ. પરીબ્રહ્મ પ્રિતે પુજાય, પુરણ તેજમા જઇ ભળાય; ટળે કર્મ બંધનનાં પાપ, એ પદવી દરશાવો આપ અંત તણુ મન સોંપો સુખ, તે વણ નવ મુજ ભાગે દુખ; હાથી ઘોડા ગરથ ભંડાર, ઘર સુત પરીવાર; એમ સઉ ઝાકળ કેરૂ નિર, મનનો ક્રીડો જાય શરીર, એ સુખડુ વહી જાએ જેમ, પાણીનો પરપોટો તેમ. વળી ઘાસનું તાપણુ જેમ, ભવ સુખ માની લેવું તેમ; રસવીણ જેવી હોય કથાય. ભવ સુખ તેવું મુજ મનમાંય, જીવત કેરૂ શીવજ થાય, બીજી ફેરો નવ જનમાય; એ આપના સમ-થ જેહ, તે આગળ નમાનું દેહ; એમ બોલ મુણિ રાજાય. ઉભો મનમાં અચરજ થાય, ભાભો ભોળો જાણ્યો મેં પુન્યવંત દીસે છે એ, દુખભંજન મેં કીધા ઘાટ, ભાભાએ ઉડાડી વાટ; ઓશીંગળ થાઉં શીપેર, શું મોઢુ લઇ જાઊ ઘેર, વીસ્મય થઇ કરતો મનતાલ; અરધ ઘડી રહયો અણુબોલ; કાંઇ વાત ન સુજે દ્રષ્ટ, રાજાને મન અદકુ કષ્ટ; કહે ભાભો શી ચીંતા નાથ, નથી વેણુજ દીધુ મુજ હાથ. શી ચીંતા ધરવી મુજસાથ, આપનાર મોટો શ્રીનાથ. આપણે સૌ ભીખારી લોક, મોટમ મન કરવાં તે ફોક; દુનિયામાં એકજ દાતાર. આપણુ સરવે માગણ હાર, રાખે ખરખરો આણે માટ, પ્રથ્વીપત લો મંદીરવાટ, જે કોઇ કહાવે જાચક જન, તેને જઇને આપો અન. જેને હોયે ધનનો અરથ. તેને જઇને આપો ગર્થ, કો આગળ થઇને નિશ્વસ્વ, તેને દો દા સીને અરવ. કામ પીડ્યો આવે દ્વાર તો તેને પરણાવો નાર. બ્રાહ્મણ કો આવે

કરજોડ. બીજા હમને પુરો આડ,બરના જાચક પુજની દાસ,પસાયતા હઇ પુરો આસ; તેનું અક્ષર દાતાજ નામ, જુગે જુગ આવે તે કામ,વલીઃ જનની પુરો આશ, વેરી નબ લેગો તે પાસ. દુખિયા બંધ કો આવે પાસ, તાને તમ કરજો દાસ. કણુબી તો નવ કરશે આય, માગશે નહીજ તમારી પાસ, પૈસા આશ ભડકુ કો જન, નવે નીચ માને તે મન, બહુ બાળને નિરોગી દેહ, કરોડ પતીથી અદકો તેહ;થોડે લોભે ખોજો બાર, નો શો જય નો વડેવાર.જે આપો તે ખુટ્યા જાય, માગે મારી તો બતાય; ઇશ્વર પાસ માગુ નેટ, ગર્ભવાસ નથી જનની પેટ,તમથીજ અપાયે કયમ, વીસરજો તો મારા સમ;પ્રથવીપતજો મોટા રાય, મહીપત તમ મોરો મહીમાય, આમળ રાજ થયાં કંઇ કરોડ;કોઈ નહી વાને તમ જોડ.દવાંશી નર તું તો દેવ,રઇય્ત રોજ ભજાવે શેવ,ધન્ય ધન્ય તે તો તું કાય,ધન્ય ધન્ય છે માત પિતાય,રૈયત જેની દુખી ન કોય, એવા રાજા કો નવ હોય,ચીરંજીવી છો કંઇ કાળ,પ્રથવીપત પ્રજાપ્રતિપાળ;જાઓ ઘેર કરો શુભ કામ, હરખી બોલ્યો બાભારામ.

દોહરા—રીઝયો રાજા મન ઘણું. શુભ સાંભળી બોલ,સ્વર્ગ તણું તે સુખ કરયું, એ પછી અનુતોલ ગમતું જે ગોવિંદને હું પોંચાડું ઠેક; મુક્તિમા મુકું તને,ફરી ન આવે પેટ, ઇચ્છા હોય મન વશે રહો અ તારે ધામ.રામ પ્રતાપે તુજને, બેગાડુ પરિશ્રમ, વિક્રમ કરીને વાયટો, આવ્યા હૈયે ઘેર; મન વિચારે મહિપતિ,શી હવે કરવી પેર. અન્ન જલ નિંદ્રા તજી, તજી સેજ સુખ ધામ; એક વાત ન જીકસે, કેમ થશે એ કામ. વાતિ વાત વિચારમાં જંડ નહી કાંઇ જામ; પંડીત તેડયા પ્રોઢમાં, પ્રીતે લાગ્યો પાય; નિરણય કોહો એને તેમને,ગુણ મય વિદ્યા પુર;જુવો વાત વેદાંતમાં સર્વ શાસ્ત્રના સુર, ધરમ શાસ્ત્ર ધ્યાને કરી, ખોળો મહીમા શુભ; મુક્તિ મારગ દાખવો, પ્રીત કરી પ્રતિકુળ, કો કહે મુક્તિ ધ્યાનમાં, કો કહે જપ તપ વ્રત; કો કહે દાનયજ્ઞનાં અંતરે તારાગુ તરત. કો કહે પુજ્ય ઇશને, નાહે નિર નરમદ;કો કહે સાધે સાંખ્યમાં, એમ સંદે અનહદ, નર કહે એવું રચું ઠામોઠામ; હર્ષવંત હોય જે સરવનું એક તણું નહિ કામ.

ચોપઇ—દાલ્યા પંડીત બોલ્યા એમ, રાજા સંગ ધરીને પ્રેમ; કાશી લક્ષ છે બ્રહ્મ સ્વરૂપ ભેદ ન પાગ્યા બ્રહ્મા ભુપ.બ્રહ્મા વીષ્ણુ રૂદ્રજ ત્રણ,સખ્ય કરીને શરણા શરણ; અકળ રૂપ નેત્રે નવ લહ્યાં, અમથી તે કેમ જાએ કહ્યાં. કહ્યાં રૂપ કુણ ધામે હોય ભારે ભુતળ પ્રગી માંય; વળતી ઇશ્વર બોલ્યા એમ, ત્રીગુણ રૂપ ધરીને પ્રેમ;ઠામે ઠામે મારો વાસ; શોધ્યા લેશે મારો દાસ;સગું માંહી નહી ઠાલો ઠામ; સઘળે વ્યાપીક રૂડો રામ; ક્હાપી જો સોધી જોય, પ્રગટ ઠામ દેખાડું સોય; તમ આગન ને કહ્યું સાર; રજ તનમાં નહી અંતર ધાર; સાંભળજો વીક્રમ મહારાજ, તમ આગળ માંડી કહું આજ; પગ્યા ભરણી માનવ જેહ, બ્રાહ્મણ નાસયકુનો દેહ.માણુ જાત પણ્ણી

થાય, તેમ, મારૂ રૂપજ થાય, સરવે ઘાટછે નીરમળ સાર, સોવારણુ તે તારૂ રૂપ,ભાર વનસ્પતી જેભાર અઢાર,તુળશી તે મારો અવતાર; પંદર તથીઓ મારૂ રૂપ,અગી-યારશ તે મુજ સ્વરૂપ, સાત વાર સારા સુજાણુ, તેમાં વાર રવી પ્રમાણુ; સતાવીશ નક્ષત્રો નામ, તેમાં પુષ્પજ મારૂં નામ,ઘણી રીતના બીજા વ્રત.ઊતમછે સુજ નામીક વ્રત,વળી યોગ સતાવીશ જેહ,વતીપાતનો મારો દેહ; સપ્ત સમુદ્ર માંહિ ક્ષીર, જાણો તેના મુજ શરીર. અડસઠ તીરથ તણો જે લાગ,તેમાં પ્યારૂ મુજ પ્રયાગ, પુન્ય અને પરમારથ કામ, કોટીકીક મેં ધરીયાં નામ;ઘણા કુણુ રહેવાના ગીત, ઉપર મુજ પ્રીત અનેક બીજાં નિરનવાણુ, ગંગાજળ તે મારો પ્રાણુ; સાવ મુકિત ઉપર નેહ. તોપણુ મથુરા મારી દેહ,ચાર વેદના નિર્મળ નામ,મુજ રૂપ તો સુંદર સ્યામ;બાવન અક્ષર જાણુ સાર, ઓમકાર તે હું નિરધાર, અને ઉપસાગર છે જેહ, તેમાં તત્વજ મારો દેહ પીંગળ શાસ્ત્ર ગ્રંથ અનેક, સઉથી મારૂં તેજ વીશેક;જોતીરલીંગ દ્વાદશ સોય, વીશ્વનાથ મારી દેહ જોય, ચાર કોટી પ્રથ્વીસાર,ઉતમ તે કાશી નીરધાર,અનેક બીજા જન અપાર,મુજને વ્હાલો છે દાતાર;સરવે મીથ્યા જાણો દેહ,સાચો મારી ભકિત દેહ. છપ્પો–દવાનળમાં દેહ, પડે અગિનની આંચે; પડયો પાણીતો પુર ચડે વેરીની ચાંચે. પાય કોઇ વીખપાન; શસ્ત્રમારે બહુ રીશે; સેજે કરડે સાપ રૂખી કોઇ રીઝે, જેગાવર જુલમી જુલમથી ચીપીયે તોડે ચામડી; કવો સામળ કહે એવે સમે,રક્ષણ કરતા રાનજી.

દોહરા–મન વીચારયું મહીપતી,એ લખ કોટી કામ;મુકિત મારગ એક જે તેનું તે શું નામ. થયો આકળો મહિપતી, મુકયો મુખ નીશ્વાસ; આદ્યશકિત હરસીધજે, ગયો તેહની પાસ. એકાંતે આસન કરયું,રાયે ધરીયું ધ્યાન ;પ્રગટ થઇ પરી બ્રહ્માણી, મહીપત દીધું માન, ત્રીપુરારી તુંનોતજા. કલ્યાણીકર કાંઇ ચામુડા તું અંબિકા, વીશ્વપતી વેનાઇ. હે આઇ ત્રીલોચના, અન્નપુરણા આઇ કાળકા તું પીંગળા મા માડી સીધાઇ, ઈંદ્રાણી શાખે સદા,રૂદ્રાણી રૂદાઇ; બ્રહ્માણી બ્રહ્મવદનમાં. વીંધાતા વીંધાઇ. જગત જનેતા માવડી, સ્ત્રી પુરૂષ જગ જામ;પશુ પક્ષી માનવી, સઉમાં તારો વાસ, બાહાર તમે ભીતર તમો, વીધા રૂપ વીશેક. બીજ સકળ સમરૂથી તણું આદ્ય શકિત તું એક. વિષ્ણુ વચન વીસ્નવ કહે,વ્યાપી સઘળે વરત;સત્ય લોક તો શીવ કહે, શકિતઆજડ કત બ્રહ્મવિદ્યા બ્રાહ્મણ કહે, રૂપક યોગી રામ.પંડીત કહે પ. મેશ્વરી અનેક ઉતમ નામ,ઓળખાવ્યો નવખંડમાં, કોટી કીધાં કામ. તુજ કૃપાથી તો પડયું પર-દુઃખ ભંજન નામ.શાખ ચલાવી શાસ્ત્રમાં વાજ્યો આડો આંક.પંચદંડ જીતાડીયા તુજ બાળનો નહી થાક, એક મળયા ભાભા મુને, સુખનો નહી મન શોક પરદુખ-ભંજન નામ તે; કરવા બેઠા ફોક. કરે કલ્પના મન ઘણિ મુકિત માગવા માટ;સુકીત સઉ દાહાડા તણું વેમે પાડે વાટ. ખરૂં કહેશો ખરેખરો. પણ છે દસમી વાત, માટે

આમરી શક્તિ તુ મોટી આહારી આત; શક્તિ સંતોષી થયા મુકયો શીરપર હાથ; પર દુઃખભંજન ભુપતી, સાચું કહુ તુજ સાથ; થશે કામ તે તાહરૂ,તે સાપે તજ ધરમ; કૃપા કરી તુજને કહું, મુળ બતાવું મરમ. ચોપાઈ શુદ્ધ દેહ કરી શુદ્ધ થાય, જુગતે ઇંદ્રાસન જાય;બાવન વીર તણો અધીપતી, તુજને લઇ જાશે મહીપતી;ગતી એહની તુંથી હોય, તુજ આંજી નવ શકે કોય, તું પણ ઇંદ્ર તણો છે અંશ, ભાગ્ય તાહારૂં ક્રૈવીક વંશ; વળી હાથ મારે તુજ શીશ, જેમ ધરમ ઉપર જુગદીશ; હું છું સચ-રાચર તું પાસ, ત્રણ લોકમાં મારો વાસ. દુખે નવ ધરશો મનમાં રાય, કામ સીદ્ધ કરી આપુ આંય; એમ કહી તેડયો વઇતાળ, આવ્યો વીર નમ્યો ભુપાળ,ત્યારે આજ્ઞા કીધી માય વીકરમ લઇ જા ઇંદ્ર સભાય;વધ્યુ રૂપ થયો તે વીર,ઇંદ્ર સભામાં પોચ્યો ધીર. ત્યાં જઇને કીધી અરજ, એક અંગુઠે ભોમી પરજ; વધવા સેવા મહીપત કીધ સુર રાયે નવ માની લીધ.વળતો મનથી મેલ્યો ગરવ,તન મન ધન તે સોંપ્યું શરવ; ગદ ગદ કંઠે રાજા થાય, સુર નાયક તવ બોલ્યો ત્યાંય. તુજ ભક્તિથી માન્યું મન, મન ગમતું માગો રાજન; એમ કહીને લીધો કોલ, બોલ્યો અમરત સરખા બોલ. આહારાજ મોટું મુજ કામ. રૂડા કણબી ભાભારામ, જઇ ચડયો હું તેને જાગ, દીધો કોલ ગમે તે માગ. તેણે માગ્યું મોટમ મોટ, શીવ પુજા મુક્તીની ગોઠ. તે માનવથી કેમ અપાય, દીધો કોલ તે કેમ પળાય. વચન ભ્રષ્ટ જો મારૂં થાય, તોતો સુક્રીતમારૂં જાય: સુક્રીત જ્યારે સરવે જાય, ત્યારે પ્રાણ રહે શું થાય, માટે હું આવ્યો તમ શરણ, એમ કહીને વળગ્યો ચરણ; વિનતી કીધી વિધ વિધ પેર, શક્ત રાયને આવી મેહેર.

દોહરા–ઇંદ્ર કહે સુણ અધિપતી મારય મોટા મરમ; સ્વર્ગ તણું સુખતે મળે, એહ બતાવું ધરમ. આ શાળા જે અમ તણી, ટાંડવ નરૃત્ય અનેક અહર નીશનાયે અપછરા, સહસ્ર ગાએ ન લોક. દીલ શમણામાં દુખ ના, સઘળી વાતે સારૂ; આઠ પોહોર આનંદમાં અમરત કરવા આહાર.જગન જાગ જાત્રા કરે. અશ્વમેધ હરનીશ, કામદુર્ગા દેદુઝણી, જપે જુગલ જુગદિશ; સદા વરૂત તો સાચવે, દિયે વીવેક દાન; જમન કરે નિત્ય જુજવા, વળી વિપ્રને માન ઇંદ્રનું,મળે સુખની લહેર કહોતો ક-હીએ એટલું, સમાવ સઘળા શોક; અંત સમે ભાભો અહીં. આવે ઇંદ્રિજ લોક.

ચોપાઇ–વીકમ કહેછે ઓ મહારાજ.એ વાતે સરશે નહી કાજ;ભાભોતો મુક્તિ ને ચહાય, એ મારગતો કયાં પમાય વચન ભ્રષ્ટ્જો મારૂ થાય, તો તો જીવ વણ ખુટે જાય; કહે ઇંદ્ર તમે ધારો ધીર. મુહુરત એક અહીં થોભો વીર; રામ ધરાયછે જેનું નામ, હજાર જોજન ઉંચો ધામ;ત્યાં સુધી મારી ગત જાણ, પુછું વાત જઇ પ્રમાણ. તુજ વણુ જમ તેને હાથ,મારૂ વેણ છે મારી સાથ, મઘવા ચડયો વીમાનેસાર, ધરમ પુરી પોહોચ્યા નીરધાર. શોળા કેરા ત્યાં શો મરમ, શી ખામી ત્યાં વાસો ધરમ.અ-

ધર્મ અન્યા નહી લવલેશ, સદાકાળ તે જોબનવેશ. નીર્મળ લોક, સ્વપ્નામાં નહિ કોને શોક; એહ ધર્મધોરંધર રાય, મધવે પુજા કીધી ત્યાય; પ્રેમધરીને લાગ્યો પાય, ભલે પધારયા સુરપત રાય, કહો રાજ શાંપડીયાં કાજ, પુર પધારયા પોતે આજ. કંઈક માગવા આવ્યો નાથ, માટે વચન આપોજી હાથ; આશા ધરિ આવ્યો છું આજ શીજ પડયું તમ સરખું કાજ. સાંભળીએ સુરપત રાજન, ક્યોને મારૂ સત્ય વચન; વેણુ તમારૂ હાથે ધરૂ, તમો કહો તે કારજ કરૂં.

દોહરો–ઈંદ્ર કહે ધરમજ સુણો, મોટું મારે કાજ; મુક્તિ મારગ ક્યાં મળે, તે કહીએ મહારાજ, જપતપ દાન કરયા વિન. પામે મુક્તિ ઠામ, તેરા પાર બતાવીએ, મારે એ છે કામ. ચોપાઇ–મોહોડે સુણ્યો જ્યારે મરમ,કરજોડીને બેલ્યા ધરમ;જાણું નહિ હું બેનો પાર, નહિ મારો એનો વહેવાર. ચીત્ર વીચીત્રજ જેછે નામ,કરૂ તેહની સાહયે કામ; લક્ષ ચોરાશી જે છે જન, ફરે નહિ તે ઉચરે અન્ય, કોડે કામ કરે જે સાર, તે તો પામે ઉત્તર ઠાર; સત્ય કરમથી ચાલે સાચ, તેને કહિ ન લાગે આંચ. મારૂ આયુષ્ય પુરૂં હોય, ત્યાં હું સુધી અહીયાં સોય; જે નર પાપી હોરે પાપ, વળતી તો પામે સંતાપ. મુજવાટે પુન્યવંતા ગામ, દક્ષિણું નરકીનો ઠામ; મહાપાપી જેનર કે જાય, તે તુજને દેખાડું રાય, કરે માતા પીતા નીંદાય, થાપણુ કોકતણી જે ખાય; રંકજ સાથે મંડે રાડ, આપ બળે ધુજાવે હાડ, કરે જીવ મારીને અહાર. પરસુખ પેખી આણે ખાર; સુતક કષ્ટ કરે નહી જન, સુતકી ઘેર કરે ભોજન, પુત્રી વેચી ખાયે અહાર, બ્રાહ્મણ ઉપર મેહેલે ભાર; રાખે બ્રાહ્મણ ઉપર રીશ, હેત થકી નવ પુજે ઇશ. વણુવાંકે કારાગ્રહમાંહ, તે નર પેલે નરકે જાય, રઉ રઉ નરકજ તે કહેવાય, એવા પાપી નરકે જાય; દુરગંધ શોણિતનો નહિપાર,દુખ ભોગવે અપરંપાર; વક્ર ચંચ પંખીકહેવાય, તેહ તેહને કોચી ખાયે. ભુખ તરસનો નહીભાર, કરે નરક શોણીતનો અહાર; એક વરસ બ્રહ્માનુ જેહ, નરકભોગવે પ્રાણી તેહ; પછી ધરે નીચ ઘેર અવતાર. માહા દુખને પાપે ભાર; ત્યા પણુ તે બહુ કરે પાવ, બીજે નરકે જાશે આપ. બ્રહ્મ તણી કરે નિંદાય. ખોટું કહે ખટ દરશનમાંહ; ચમનકરે પરદારાહિશ, જુઠ કલંક દે કોને શીશ, કુંવારિકા વિધવાને સંગ,અહરનીશ મચીયો રહેરંગ; ચમન કરે ગોતરની નાર, બળાત્કારે કરશે જાળ. બળદ ઉપર અણુનોલ્યો ભાર, નાથ વળી જંઘાવે સાર; જતાંદાશાદિ, અંતરીઆળજ રણુમાં લોગઉલાગે તે બાળેગામ તસ્કર કામ લેછે દામ; કાચા ગર્ભજ તોડેસાર, લુટે પરદારાના શણુગાર, ડરે નહિ ઘા દેતાંપેટ, લુણહરામી કરશે નેટ; નમેનહી બ્રાહ્મણુને સાર, દમે ગરીબ જનને નીરધાર. ધરમ ચલાવે જેના ધીર, નવાણુ કેરાં તોડે નીર;બ્રાહ્મણુદાપાં ભાગે સાર. મારે પ્રાણીને નિરધાર,પંગતભેદ કરી અંનખાય,તેનર બીજે નરકે જાય;બે જોજનકેરૂં છે જેહ. ઘણું કષ્ટ ત્યાં વેઠેદેહ,તાડ સરિખા જેના દાંત,એવી જમદુતની છે ભાત;અંગબળે પાડે પો-

કાર નહી કો તેને નાખણહાર. બ્રહ્મા કેરાં વર્ષજ પાંચ ત્યાં સુધી એને એ આંચ; કરે થઇ ઉતમ મધ્યપાન. માસ અઢાર કરે ગુણગાન.બ્રહ્મહત્યા જે કરશે ભેઅ;વગો વશે ધરીને મારે આપત થઇ કરે સ્રીનો સંગ, વરત કરી રામાંથુ રંગ. વળી કાલ કરિ દે ધાત, હણે માતા પિતા સુત ભરાત; ઉલટે મુરતક હણસે જન, વીયોગ પાડે વાહાલા મન; વળી સદા વરતીને દંડ, સાચાને જે કહે પાખંડ; વળી કરે જે પર નીંદાય, વણ ઉદ્યમ લીધે જે ખાય. ગરથ લેઇ નામું કર જાય;કુટી પેટને સામો થાય, રાજવળે નીત્ય ચાડી ખાય, ખેતર ખણવા ધાયો. ગો બ્રાહ્મણ પીડાએ જ્યાંહ, વહાર કરે ના ક્ષત્રી ત્યાંહ; ગમન કરે ગુરૂ સ્રીસાથ;હોય ગરથને કહે બ્રહ્મનાથ, રાજ પ્રતીજ્ઞા કરશે જેહ, ધરાનુ દાન તો લેસે જેહ; નવી વાત પરકેરી સાર. જુઠી કીરતી ગાશે ધાર. એવા જે જે કરશે પાપ. ત્રીજે નરકે જાશે આપ;તેનો ત્રણ જોજન વીસ્તાર, જમદુતનો પાગ છે ત્યાં ચાર, વરસ ત્રણ બ્રહ્માનાં જાણ, દુખ ભોગવે તે નીરવાણ; થાય એકઠો જમનો શાથ, મોટા વળાછે જેના હાથ, વારાફરતી કરજે ઘાત; નાશી છુટયાનો નહી દાવ, દયા નહી આણે તે કાય.કરયું ભોગવે જુગતે જોય,સગો નહી કો આવો કામ; અન્ન ઉદક નહી તે ઠામ; વસ્ત્ર ઓઢવાને નહી અંગ, દીધું હોય તો આવે સંગ. આપ્યું હોય તે ભક્ષણ કરે, અવરજાત તે દુખે મરે; એહ નરકની પીડા જેહ,મુખથી નવ કહેવાયે તેહ. કરે ગુરૂ કેરી હત્યાય, અબળા પતિનેપાડે કાય; હશે ગરભવંતિ જે નાર, નહિ પામે તે નરકે ઠાર. ભાગેયજ્ઞ કરિને જોર, જાત્રામા જે થાય ચોર; વિપ્રજન ત્યાં રાખે ખાર,વિખ ધણીને દે વરનાર, અઘોર એવાં કરશે પાપ, સાથે નરકે જાશે આપ; થાય વિરંચી વરસજ ચાર, ત્યાં સુધીનો ખાએ માર; નરક ઘણું મેહોટેરૂ સાર; જોજન ચાર તણો વીસ્તાર; ભીંતે લોઢા તણી ચોપાસ, ત્રીસ ઘડી એનો ત્યાં વાસ; ખેતર તણા ધીખે અંગાર વીંધ વીંધ મારે મોટા માર; ભમણું તો કાયાને કષ્ટ, જેવાકે એકવિસને સષ્ટ; કરે પાપને આવે આંહ. નવ સમજુ મુકતી માંહ,વળી તમોને દીધો કોલ, ધરમજ મુખથી બોલ્યા બોલ;નહી મુકુ હું મારો ધરમ, લક્ષ જોજનછે અહીથી બ્રહ્મ;પુછું જઇ બ્રહ્માને વાત, સાચી વાત કહું સાક્ષાત દોહરા–ધરમ વાહનપર ચડયા, આવ્યા જ્યાંહે બ્રહ્મ; શોભા કો નવ કહિ શકે, સકળ સુખનું ધામ, રાગ દ્વેશ કોને નહી, મોટમ મધે સુળ; તાર્યે દ્રવ્ય તણું; સુખસાગર સમતુલ. કરે દેવ આરાધના, નીરદ વીણા વાય; કોટી ઈન્દ્રા કહે કવી, શોભા નવ વરણાય. નહીં રાતને દીન ત્યાં, નહી પાવક પાવેશ; અમરતના ઓઘો વહે, ભાવ ઘણો બ્રહ્મેશ. રચના સઉ પ્રભાત ગ્રી, કરે પરમારથ કાજ ચતુર પુરૂષ ચીંતામણી,દેતા નીરમળ નામ છે ધરમરાય ધ્યાને કરી,કરી સેવ સમરથ,બ્રહ્મ, કહે કેમ આવીયા અમ આગળ કહો અર્થ. આસન બેઠા આપતું; આવી આવ્યા સે કાજ; તે વિસ્તારી કહો મને, ઇશ્વર રાખે લાજ;ધરમ કહે શું મુજને આપો કોલ

આમે દીધોછે ઈંદ્રને, મુખથી સત્યજ બોલ, ક્રોધ કરી બ્રહ્મા કહે, કહોને વણુ વીવેક; મુજથી થાએ તો કરૂ, સત્ય વચનને ટેક. મુક્તિ પામે માનવી, વણુ કુધેજપ જાગ; તે મહારાજ કહો મુને.તો શો રહે અમ લાજ.મુક્તિ પુરી તો કંઇ,ઠીક બતાવો ઠામ, એ ઉતર આપો તમો, થાય અમારૂં કામ.

ચોપાઇ—કહે બ્રહ્મા સાંભળજો ધરમ,તમે તો પુછયો મોટો મર્મ;તે તો મુજથી નવ કહેવાય, એ મારગ નવ મારે ત્યાંય, સદાવરત સંતોખેસાર,દાન ન ચુકે તિરથધાર. જાત્રા અડસઠ તીરથ જેહ,કરે પ્રદક્ષણા પ્રથવી તેહ; રચાવે ધીંગી ધરમશાળાય, કનક મઢી તોળો નીજ કાય. પોખે ઇશ્વર કરીને વરત, ઇચ્છા ભોજન ઝાઝા હાલ દગલા ઘોટી સવચ્છી ગાય, કનક તણુ ઉપર દક્ષણાય.પાંચ પરવણી પળે પ્રિત.ગયા શ્રાદ્ધ કરે શુભ રિત. કરી નવાણુ ભરાવે નીર; કરે વિસામો તેને તીર;મુકે ગોરચ ચરવા ઠામ,પરમારથ એવાં બહુ કામ.પતી વરત પાળે જે વરત,માત પિતાની સેવા કરત; અતીથીને આપે અન અહાર, પાળે શાસ્ત્ર સકળ વિચાર. ભણાવે વીદ્યા ભણશે સાર, કહી કથા સુણે નિરધાર; કોને આપ્યા વીણુ નવ ખાય,નિરમુખ કો જાચક નવ જાય. જારવાત ઉપર નહી મન,મધપાનથી રહે પાવન;બ્રાહ્મણ પર ભક્તિજ અનંત. નિતનિત સેવે સાધુ સંત.પુજે પીપળ પુજે ગાય,ધરમવરતમાં નવ કહે નાય,પુસ્તક લખાવી આપે દાન; મોટમ નવ રાખે મન માન.રણસંગ્રામે પુરો સુર પુન્ય કામમાં રહે ભરપુર એ સત્યથી ઓસરશે જેહ, નારાયણુ ઉપર બહુ નેહ. રાખે તુળશી કેરાં વ્રક્ષ, ભુખ્યા જનને આપે ભક્ષ; કુટુંબ સહોદરનો વહે ભાર. કરે તેવા બહુ સુમન દ્વાર. એવાને જવ મ્રત્યુ થાય.દુત અમારા લેવા જાય; પ્રિત કરી હું રાખું પાસ; મુજ આયુષ સુધી સુખવાસ.આ વિગત તે મારી હોય,મુક્તિ તે નવ જાણું સોય; આપી ક્રોક થાય ઓશીયાળ, વિષ્ણુ લોકે જાઉ હાલ, અહીથી દશ જોજન છે દુર, પાંચે પુન્ય પરમારથ પુર; એહીપેરે કહી બ્રહ્માય, જવ પોને તઇયારજ થાય.

દોહરા—વહન વઇમાને કર્યું,પોતે બેઠી કાય,વઇભવ વિસ્ણું લોકનો,શોભા કહી નવ જાય.ઉપમા આપી નવ શકું.અદકી લીલા સાર; બ્રહ્માએ સરજી નથી, અલખ અપરંપાર; મણુતા અવની કરે, મેઘ નીર તોળાય; ખગ તારા જો કો નભે, વમેકુંઠે વરણાય. એતો નર અવનિ વિશે,નથી જણ્યો કોઇ માય; બ્રહ્મ જાણે ભેદના, મત્રવા ગુણ પણુ ગાય.સનકાદીક સ્વપ્ને નહી, વઇકુંઠની શોભાય; કોટી બ્રહ્મ જહું પડયા, કોટી ઈંદ્રચય, બ્રહ્મા સ્તુતિ જઇને કરે, મેહેર કરો દીન દાન;વારૂ દ્રષ્ટિએ કરી,અદકાં દીધાં માન.ધાતા કહે ધરણી પતી, દુરલભ મારી દેહ;મુજ પ્રશ્ન મુજને કહો, શુભ ભાગ્યુ સંદેહ. મ્રત્યુ લોકે માનવી તે કેમ પામે પાર. મુક્તિનો મારગ કરો, તે ચીંતા મુજ સાર.ફરી જઠર નવ અવતરે,છુટે ગરભજ વાસ; માંડી કહો છો મુજને, હું પ્રુછું તમ દાસ. ચોપાઇ—બ્રહ્મા વિષ્ણું રૂદ્રજ નામ, કરે તેહ સરૂષ્ટિનું કામ; સરૂષ્ટિ સથ-

બી ઘડતાં તુય; પ્રતિ પલણુ તો કરતા હું'ય; તમે તે વાતજ સત્ય, અગીયારશ જે કરશે વ્રત, બાર માસ કેરિ ચોવીશ જુજવાં ફળ તેનાં આ દીશ; નીરજન અગીયારસ જે સાર, સઉથી ઊત્તમ તેને ધાર; કરે અહાર દશમી ફળવાન; દ્વાદશીએ આપે દાન. અગીઆરશ કેરો અપવાસ,જાગ્રત કરવું બારે માસ. લઇદીક્ષા બ્રહ્મચારી રહે, વિષ્ણું વિષ્ણું મુખથી કહે; એનો કરશે જેહ વ્રત, મુખથી બોલે નહી અસત્ય વડ પીંપળને પુંજે જેહ, અદકો તુળશી ઉપર નેહ. બ્રાહ્મણ ઉપર ભકિત સાર, નીંદા કોની નહા મન ધાર; વૈસ્નવ કેર પાળે કરમ, પુજે બારે નીત નીત બ્રહ્મ, ભગવત ગીતા ને રસજ્ઞાન, કથા સાંભળે રાખી માન; નવાણુ સમરાવે બહુ સાર. કાશીસંઘ કહાડે નીરધાર. ત્રિવેણીમાં સમાર્પે દેહ, નારાયણ ઉપર બહુ નેહ; કાશી મુતિ કેરૂ ધામ, સદા વસે છે જ્યાં શ્રી રામ.જાણે પરસ્ત્રી માત સમાન,વેદ શાસ્ત્રનીમનો આણુ, હોય કવિશ્વર કેરૂં રૂપ, અથવા હોયે ભારે ભુપ. મારે પરમારથ કરતાં જેહ, સ્વર્ગ વિશે સંચરશે તેહ; ગુરૂને ઇશ્વર રૂપે જેય. કંઠ લેનારિનો હોય; શાલીગરામને તીલક ભાલ. પ્રાણી ઉપર રાખે વ્હાલ; રહે રૂદેન; સ્મરતાં રામ, તે નર આવે આણે ઠામ; વકુંઠ નગરી જુગનેજ્યેય,ભારે પદ તેનુહોય;જીવ ટળીને શીવજ થાય,નેતો જાણેશંકરરાય, કોલ કીધો મેં તો તમ સાથ; પણ મુકિત તો શંકર હાથ; શીવ લોકે જાઉં છું હું'ય નીરાતે અહીંયાં રહે તુય.

દોહરા—વૃષભને વાહન કરયું, દેવ તણો જે દેવ; કૈલાસે તે પરવરયો. સદગુરૂ કરવા સેવ, લાખ ધણી વકુંઠથી. શોભા અપરંપાર; વઇષ્ણું પદ વેકુંઠમાં સઘળી શોભા સાર, વરણી શકાયે નહી કહી, વીષ્ણું કેરો વાસ; તેથી શોભા શીવ તણી, કોટીધા કઇલાસ જતુની, બધા જગતની, થયા રૂપજ માણ; અરધાંગે આપે સહિ, કરૂણા નિધ કલ્યાણ. પાર પ્રીછે નહી તેહનો સઉથી પેહેલી એહ; સૃષ્ટિમાં વ્યાપી રહિ, એમ કારીક જે દેહ. ખટ ચક્ર ખોગી જુવે, બ્રહ્મમીતા અનુપમ, તે જન એને ઓળખે, શકિત કેરૂં રૂપ. ઓની કેડે કૃષ્ણુછે રાધા માધવરાવ; બુદ્ધરૂપ ખસ્યા નથી નિંદર રૂપે સ્વામ. બુધરૂપે એ બાળકા, વિવેક રૂપે બોલ; લખમીરૂપે લાકડી બુધ્ધિરૂપ અનોલ, કો કહે સરૂપી નર થકી, કોઇ કહે છે નાર; એક તણા એ બે થયા, સર જાવ્યો સંસાર; બ્રહ્માકારને લમથી, સકળ લીષ્ટી ભરપુર; જાણો જુગતેથી શિવ શકિતનું નુર. પ્રથમ જળાધારી કરી, બેસાડયું છે લીંગ; અકળ ગતિ કો નવ કળે. આદ્ય શકિતનો રંગ. કલ્યાણરૂપ કરૂણા નીધી, કલ્યાણરૂપ નીવાસ; કલ્યાણ કરતિ જગતનું, કલ્યાણ રૂપ કઇલાસ. શીવ સાનીધે સંચરયા; પુરૂષોતમ પાવન;નામે કોટી જન્મનાં બળેજ અઘનાવન. એ બેમાં અંતર નહી, શાસ્ત્ર શોધના સાથ, અરસપરસ તે અધીપતી, બ્રહ્માદિકના નાથ. હરિહરમાં અંતર નહી, સદા રહે મનમાંહ; કોટી કલ્પ બ્રહ્માદીકના નાવ હરીહરમાં અતર નહી, સદા રહે મનમાંહ; કોટી કલ્પના

બ્રહ્માતણા, તે નર સ્વર્ગે જાય. પરમેશ્વર પોંચ્યા નહિ,આદીય પુરૂષ છે એક; શીવદ્રષ્ટ સઉને જુવે. સત્ય રૂપનો છેક, પરશોતમ તો આવીયા ભોમીના પુર ભાગ્ય;દરશનથી દુખ તો ટળ્યાં.થઇ પવિત્ર જાગ. કામ કપો કરૂણા નીધિ લાખવળા શીર લહુ શંખ થકી હાજર કરૂં, પ્રતિ ઉતર પણ દેઉ, વિષ્ણું વળતુ ત્યાં વદે, સંદેહ મનમાં થાય કૃપા થકી નિર્ણય કરો; દયાળ શંકર રાય, ગર્ભવાસનાતી છુટે, વળી નરકથી નેટ; શીવપુજન પામે સદા, પુનરજનમના પેટ. ઈન્દ્રલોકમાં કો વસે વસે કોઇ સુરધામ; કોઇ રહે રવીચંદ્રમાં, કોઇ બ્રહ્મા ઠામ; કો વીષ્ણુ કે શીવપુરી, જેને જેવું પુન્ય, દેવ પણ તે ભોગત્ર, નિમિષ માત્ર નહી નુન્ય.

ચોપાઇ–શીવ કહે સુણજો શ્રી નાથ; જગબ્રહ્માંડ તમારે હાથ; પાળક પોળક છો જી તમો, અધિકાર કરૂં તે અમો, નિગુણ થકી જે ઊપજે તન. શુભ વાતે તમ સદાગમન, સમજ ભરમાપાળો આપ; સંસારીકની શીવના છાપ. તોપણ રૂડો કહે છે સરવ, બરકતણું રાખુ છું પરવ;તપ ફળદાતા મારૂ નામ, કપટ તણું નહી મનમાં કામ. મુજને કહે તે ભોળો ભુપ;મહાપુરૂષ જોગીનું રૂપ;માટે કહું તે ધરજો મન, વિષ્ણુ રૂપ સદાપાવન. તપ કરી જે સાધે ઇશ,તેનો આવે આભ દીશ; વળી ગંગના શેવે નીર તે તો આવે આ મંદિર, નીતે નરમદા નીરખે નાર. તેજ ન આવે આણો ચીર, દેહપર જન કરશે પ્રાગ, પરનીંદાનો કરશે ત્યાગ. પુજે કંકણને કેદાર, જઈ મથુરામાં આપે દાન; વિધવિધ વઇળવળે જઇ હાડ, તે પામે શીવનો દરબાર,ગોદાવરી નીર સેવે સાર;તોળે કમક દેહ નિરધાર,કંચનમેરૂં નરે પ્રમાણ દેવ પાત્રને આપે દાન વિવિધ વઇભ દે નિરધાર,શંખ ચક્ર તે પુજે સાર;કાશી કરવત ધારે શીશ, તે પામે કસલાશી દીશ.શીવ રાત્રી જે પાળે પ્રીત,દેહ શુદ્ધ થાયે ખચિત;સોમવાર પરદોખેપુર શીવપદ તેથી નહી દુર. પંચ ગ્રાસ કાડીને જમે, ગુણ ગોવિંદના મનમાં ગમે, ગયા નેઠ નીત આપે ગાય, તે નર કઇલાશે જાય, શકિત સેવના રાખે સાર તે નવ ઉતરે ભવને પાર; કળસ પ્રાણી શું હેતજ હાસ, તે નર તો પામે કૈલાસ. શુકલ તીરથમાં પાડે શરીર- ફરે વળી જે અડસઠ તીરથ; આધ શકિતનું ધરશે ધ્યાન, તેમ રીઝશે કઇલાસ નિદાન.

દોહરા–હરી કહે તમે હર કહી;વાતજ તે મહા મૂલ્ય;બીજા સુખ છે કિયુ સિદ્ધ દરશન સમતુલ્ય. કીધાં પાપ હોયે ઘણાં,નહી તીરથવરત એક,દયાદાન સમજે નહી નહી સત્ય વિવેક, પાપે પેટ ભરી રહે,પ્રપંચ અહકા ભેદ;એવો જીવ કેમ શીવ થશે, વાણી કહો નીવેદ; હરી હરને નહિ ઓળખે, જાણે નહી પુરાણ; સારૂ સ્વપ્ને નવ કરે. કાળ પેખના કાળ, તે નર દેહ અતુ ટળે; ટળે નામ નર નેટ,ભળે તેજમાં તેજ જે,પુનરમાં આવે પેટ. શીવ કહે સાચું કહ્યુ, આણી અદકુ હેત; અતી વેગળું આપથી તત્વ ગુણ સંકેત. ઉપજ્યુ સરવે જે થકી, જેમાં સરવ સમાય; ભળે જઇને શીવમાં

તેનો કહું ઉપાય, પ્રગટ થાય જપજગને, લહે રામનું નામ, શોભદ્રષ્ટ દેખે સઉ લોએ એકજ બ્રહ્મ. અરસપરસ અણે નહી, મારૂં તારૂં ખેદ; હું ને તું લેતો નથી અશાંત નહિ મન ભેદ, નરનારી પટંતરો તે નવ પ્રીછે પાર; સુખ દુખમાં સમજે નહી. વણજ કે વેપાર. નાગુ ઢાંક્યું રહે નહિ. ઇંદ્રી ગુણ અનેક; મારૂં કે મીઠું નહી લિધાએ વિવેક જે નરને સ્વપ્ને નહી, સાચે જુઠે ખેદ; રીઝે કે ખીજે નહી, આનંદ રૂપી અનેક. પંખી પશુને માનવી, ઝાડપાતને આય;અંતર આપે વહે; જપી સઉ ઇશ્વર જાપ એવી દેહ જ્યારે પડે, ઉતમ અવની માંહ; મળે તેજમાં તે જઇ જીવ કીટી શીવ થાય.

ચોપાઇ-વળી કહુ બીજો ઉપાય, જીવ કીટીને શીવ થાય;જીવપડે સરૂષીમોઝાર સાચુ વરત ધરે એ નાર; અવનનું મનશા દેહમાંય, સાચી વાત થકી સુખ થાય; સાચે સુતાં ઉઠતાં સાચ, સરૂષી સઘળી દેખે સાચ. આપ સ્વારથ કારણ તેહ, જુઠું જન નર લોભે જેહ; જુઠી નહી કાંઇ ચાલે રીત, જુઠા સંગ કરે નહી પ્રીત; જુઠ ઉ- દ્યમ પાખે અન. જુઠા જન ઉપર નહી મન; પડે તીરથ ઉપર દેહ. જીવટળી શીવ થાએ તેહ. વળી કહુ બીજે એ ઠામ, મુક્તિ પદછે જેનું નામ; પચાસ પ્રથ્વી કોટી સાર કાશી તેમાં નહીં નીરધાર. પંચજ કોશી તે કહેવાય, ત્યાં સુધી જળ ઉંચુ જાય, ત્રણ લોકનો પ્રલય થાય, જળ કાશી પાસે નવ જાય, બ્રહ્મા પણ નવ જાણે ભેદ, વખાણુજ માત્રજ ભણે વેદ; મારે સત્ય પુરીમાં સાર. અવતરશે કાશી નીરધાર એકાદશીમાં દઇવત ઘણુ વીખાણુ કરવું શું તે તણું,જમના દુતો સવળે જાય, અ- મલ નહી એ કાશીમાંય, માહ પાપી કાશીમાં પડે, જમ દુતો તેને નહી અડે, તેઠામે તે શીવનો શ્રાપ, ધરતી માંડયાથી લાગે પાપ, ક્ષણ માત્ર કરે જે પુન્ય, બ્રહ્માંડ ભો- ગવશે નહી પુન્ય.પલક માત્ર કરે જે પાપ,કોટી નરક તો છુટે આપ.કોટી કરમ કરીને જાય પગ ધરતામાં પાવન થાય. પડે દેહ જઇ ત્યાંય,મણી કરણીકાના મહી માય,વહે કાનમાં તારીકા મંત્ર,જપે વાર ત્રણ શીવનો જંત્ર.દેહ પાપ તે ઠામે જાય જીવ ઘડીમાં શીવજ થાય; સંદેહ નહી એ વાતે સાર, મુક્તિ પદ છે એ નીરધાર;કાશી સાથ મુ- ક્તિ નવ હોય. શીવ પુરાણ કાશી ખંડ જોય, શોમ દ્રષ્ટિએ સુણજો વાત શીવ કહે ચાનો સાક્ષાત, દેહ માનવિ દેહજ થાય, બીજો નહી એકે ઉપાય;મણી કરણીકા પાસે જેહ, મરણ વેદના ભાસ તેહ.

દોહરા-ત્યારે વિષ્ણુ બોલીયા,એ શું કહુ શીવરાય;મુક્તિ મારગતમે કહો જ- મપુર ખાલી થાય. વળી કશીને હર કહો; કરો કવિ મન ગોર; આવંતા પાવન થશે, વળતાં જનનો ચોર. ચોપઇ-શીવજીએ એ વાતજ કીધ,વિષ્ણુ એ તવ આગ્યા લીધ; બ્રહ્માને કીધુ વાહન, આવ્યા પોતાને ભોવન. શીવજી મુખથી સુણ્યું જેહ. વાલ્મિ- કાને કહ્યું તેહ; પછી પરસ્પર કરી પ્રણામ આવ્યા પોતાકેરે ધામ. કહે મુખથી

આંકી બ્રહ્મ; મનમાં અદકુ હરખ્યા ધરમ;આવ્યો પોતા કેરે વાસ; વારૂ સુર નાયકની પાસ. કીધા મુકિત મારગસદ, મણી કરણી કાશી કોહદ;પ્રદક્ષણા કરી હરખ્યા મન, આવ્યા પોતે ઈંદ્રાસન. જ્ઞાન પ્રાપ્ત થયું તે જેહ, વીક્રમને સમજાવ્યું તેહ; દેહ અંત કાશીમાં થાએ; તે નર મુકિત પામે રાય. દોહરો—વઇકુંઠે શોભા ઘણી; સુણી જ્યારે વાત; કરજોડી ઉભો રહ્યો. સાંભળજો અમ તાત; અપરાધી પાપી ઘણો; દેવ આવ્યો દુખ, રાજી કરીને રીઝાવ્યો, ભાગી ભારે ભુખ.દુખ ભંજન કહુ છે મુને. માનવ સઘળા જેહ, ઈંદ્ર સુત કહેવાઉ તો અચરજ શું છે તેહ, કરમે જશ તે માહરે, અતળીબળ હું આપ; પુન્ય પદારથ ભોગવું, આપ ચરણ પ્રતાપ. ચોપઇ—હું આવ્યો જ્યારે તમ ઠામ, સદા લક્ષ કીધાં અમ કામ, ધરમ કને જાએ એક વાર, મુજ સંદેહનો લાવો પાર. ભાભારામ તણી જે કાય, અંતજ તેનો કયારે થાય. આવરદા તેનો હોય જેહ મુજને આવિ કહોને તેહ, વચન બંધજ તેથી જાય, ગયા જ્યાંહાં છે ધરમજ રાય,પુછી વાત પટાંતર સીદ, ત્રીગુણ રૂપથી પારજ લીધ, કહિ વિક્રમ રાજાને વાત, આજ થકી તો દીન છે સત, અગીયારસ નીરમળ દિન જેહ, પહોર દિવસમા પડશે દેહ; દંડવત બહુ પેરે મહા કીધ.વચન દેવનું શીરપર લીધ, બાવન વીર તણો જે વીર, વાયુરૂપ થયો બડવીર. રાયે મીચ્યાં નેત્રજ સાર દિઠી ઉજ્જણી નીરધાર,અચરજ સરખુ જોયું જેમ આવ્યો ઘેર રહ્યો છે તેમ. પંચામરત પુજ્યા હરસીદ્ધ,આ સામગ્રી નવ નિધ, ઘંટા ઘુઘરને આરતી, બારે ભોગ ભરયો ભારથી. દેઇ પ્રદક્ષણા આવ્યા ઘેર, કીધી પ્રભાતે શી પેર, ઝંખે કયારે વાહાણું વાય, રાજાને નવ હરખજ માય.

દોહરા—ફરે છત્ર શીર ઉપરે, અધીપત બેઠા આપ, વરણ અઢારે સુખમાં, પુન્ય તણો પરતાપ, સુખપાલજ ત્યાં મોકલી, ભાભા કેરે ઘેર; ચાલો તેડે રાયજી, પ્રિત ધરી બહુ પેર. ભાભારામે કહાવીયું મળવા કેરો ભાવ; મંદ મતી છે માહરી; ત્રણ દીધી છે તાવ. ગાત્ર સહુ સીતળ થયા નહી ઉઠયાની આય;માન મહારૂ તપ ઘણું, મહીપત કેમ મળાય અભાગીઓ હું અવતરયો, ત્યારે જાગ્યો દીન અંતરમાં અવની પતિ,કેમ મળે દરશન પાછા સેવક સંચરયા, કહ્યો રાયને આંક;ઉઠયો નહી એ થકી, વરસતણો શો વાંક. અસ્વારી વળતી કરી મુકી સરવે કામ; મંદિર આવ્યા મહીપતી, મળીયા ભાભારામ, દુનીયા દેખે કારમું, અજીસંભવ શી વાત; જોવા ભાભારામને, આવ્યા ભુપ પ્રતાપ. મહીપત જોવા મેદની, આવી ઠામોઠામ; સું જ ગણી છાની કરે, રાજા ભાભારામ કુસળતા પુછી વળી સીશ ફેરવ્યો હાથ; ખબર કહોને તમ તણી બોલો મારી સાથ, ભાભો કહે રાજા સુણો, આનંદ આજે અંગ; મોત આવ્યું છે ઢુકડું, હવે રાજાશું રંગ, આ અવતાર ગયો વળી, હવે ગતી શી થાય; પશુ પંખી કે માનવી, વરૂણની બળશે કાય જેવી કરણી અહિ કરી, તેવો

મળશે પાર, કરચ્યા તેવાં ફળદીએ. એ ઇશ્વર વહેવાર કહે રાજા સારૂ થશે, કરશો માં ઉચાટ; જશ દિધો બહુ વિશ્વમાં, કરશો તે શા માટ. દુખ આવ્યું છે દેહમાં, આત્રજ શીતળ થાય, સારૂ થશે અબઘડી, ઉઠીબેઠા થાય, ભાભો કહે ભુલશો નહી, ચીતના જોશો ચેન; લાંબણું ટુંકા રોગથી નમી ગયાં છે નેન. કાને ઘાલ્યુ આંગળી; સાંભળવાને સાદ; ઘોર ગમન તો સાંભળું;નહી અન્ય કો નાદ.ગમન તો ગાજે નહીં મેઘન છોડે ધાર; હાલક હુલક નગરમાં, હંશ ચલાવન હાર, ઉઠયો અંત અધીપતી સહુ ન જોતા વાર; પ્રસ્થાને પદમથકી,હંશ ચલાવન હાર;નેનો નેટ નમી ગયાં હયડું રહે નહી ઠાર; હાલક હુલક હલુરવા, હંશચલાવન હાર દમ વાધ્યો બહુ દેહમાં, અંગ ગણે તે ઠાર; ત્રંબાળુ ત્રીજુ થયું, હશ ચલાવનહાર. થઇ જીવને હાંતકી,ડળાત દીઠી ધાર; બંધ થયાં દ્વારો સહુ, હંશચલાવનહાર. કફ વાયુને પીતએ, મળીયાં ત્રણે સાર; અસ્વારી આપે કરી, હવે નહિ કંઇ વાર, હંશરાજ હલકારી થયો, લેખે જોઇ લાગ; પાંચ હતાં તે પાંચમાં. ભળીગયો તે ભાગ, પચીસમાં પચીસ ભળ્યા ભળ્યો એકમાં એક; પ્રતિ પ્રતિમામાં ભળી, વદ કરો વિવેક લકડ કરીને એકડાં, કરે ઠાઠલા સેલ; તાણી બાવન પાંસળાં, જેને જન કહે વકિલ ઠાઠ બનાવી પીજણિું, પડવું સાળે ઠામ; લખ વેરી રહે વેગળા.સ્નેહી કેરૂ નામ રૂધીર માંસને હાડકાં બાળ સળગી ચેહ, મળે મુતર મલ કાયમાં, દીશે એવી દેહ જડ રૂપે દેહ જાણવી, ચેતન રૂપે હંશ, એ પંખી ઉડી ગયો, રહે સડતે મસ, ભાભો કહે સુણુ મહીપતી, એ વેળા છે આજ; પગ ભાગ્યા ખઇ રોગથી શું થાશે મહારાજ. લક્ષમીવર શું લાજશે, સુણજે સ્વામી મરણ. તુંનો નિસ્ચે જાણજે, માથે આવ્યું મરણ તું પણ ચેતિ ચાલજે, કરજે ચેતિ કામ; ભાભો કહે મારે હવે, રામ રામ શ્રી રામ.

છપ્પો—નારી તેનું નામ, કરે સ્વામીની શેવા. નારી તેનું નામ, કંથને જાણે દેવા, નારી તેનું નામ, દુખ સુખ વટતાં સહીયાં, નારી તેનું નામ, સ્વામીના અવગુણ સહીઆ; વળી નારી જે નમી ચાલશે, નારી સફળ ફળે ફળે; જીવે ત્યારે જશ જીતાલ, અંતઃકરણ લેળી બળે, ચોપાઇ—રામાદેતને ઘેર નાર, તે આવી ત્યાં એણે ઠાર; નરનારીશું અહકો નેહ, સત્ય પડયું છે તેની દેહ. જળ સુકાયું સ્વામીને હાથ આવવું મારે તો તમ સાથ; આત્મજ્ઞાને સમજી હુંય. છડે દીન તો મરશે તુંય. સહગમન કરવું સરવથી, જગ સુખ હવે જેવું નથી; બળે કંથ સાથે જે નાર, તેનામહિમાનો નહી પાર, શામ પુરે સાખજ એહ, સ્વરગ વિશે સુખ પામે તેહ; અપારપાપી હોયે કંથ, સતી પ્રતાપે પામે પંથ પુરં પુન્યજ પામે નાર; રાજાને ત્યાં લે અવતાર માટે સાંભળજે ભુજપતી તુજકેડે થવાની સતિ, ભાભો કહે એતો છે ધન્ય, પણુમાને નહી મારૂ મન; રહેવું અધરજ જાવું ઠેક, કો કાળે અવતરવું પેર, કહે રાજા સુણ

ભાભારામ. મારૂ કરયું કરને કામ; મુકો માયા હવાં માર, પહોચાડુ કાશાએ ઠાર. મતી કરણીકા માહમા જેહ; દેવ ભુમીમાં પાડો દેહ; જન્મ મરણનો ફેરો જાય, જીવ ટળીને શીવજ થાય સાધો કામ કરો સમરથ; ઘણું ખરચવા આપ્યું ગરથ; મારા ઘરમાં આપ્યું ઇશ મેહેર ઘણી મુજને જગદીશ. કરે પુન્ય લઇ પરનો ગરથ; તેણે કાંઇ સરે નહી અરથ; પૃથ્વી પત પીતાને ઠામ, પુત્ર પેરે છે પ્રજા તમામ; મુરખલોક ના જાણે કાય. જાણે જેને જ્ઞાનજ હોય, વચન તણા ઓશીગલ થાય, ધન્ય સત્યવાદી વીક્રમરાય. પીછી એવી સઘળી પેર. રાજા આવ્યો પોને ઘેર; સુભ સાંઢણી નીજની શાર, બે જોજન અધ ઘડીએ ધાર. પંખી પેઠે ઉડે જેહ, મનવાંછીત દેવાંશી દેહ. ઘડીએ જોજન એ ચાર, સવા પહોરમાં કરી તઇયાર ઘણિ હેમની મોહોરો ભરી, ચાલ્યો હઇએ હેતજ ધરી, ભાભે પુન્ય કરયું અપાર, ધન્ય લુંટાવ્યું અઢળક સાર. વહેંચી સહુને આપ્યો ભાગ, લીધો બહુ લાખેણો લાગ, જેષ્ટ પુત્રને તેડયો સાથ. રામ દે નીજ સ્રી સંગાથ. ભાભારામ ચોથો રાય. જોઇ શુકનને પંથે જાય; કાશીમાં પહોંચ્યા છે જ્યાં. મરણ ઢુકડુ આવ્યુ તાંહ. ભાભો સુતો છે સેજ્યાય ગેબી શબ્દજ ત્યાંતો થાય; પુષ્પતણી વ્રષ્ટી તાં થઇ જાણે કાયા સ્વરગે ગઇ; કરે સહુ ત્યાં કુળની રિતે, પુર ભાભામા પુરણ પ્રીત; ખટ કર્મને સંધ્યા સ્નાન સુપાત્ર કરમાં દેછે દાન. ત્રિવીધ તાપતો ટળીયા સાર, અધના ઓઘ બન્યા નીરધાર; નારયણશું ધરિને નેહ દેવરૂપતો મુકાયો દેહ. ગયો હંશ ઉડીને જયાંહ, અંતરીક્ષ વેણુ થયાંછે ત્યાંહ; વધશે તારો રૂડો વંશ, થશે એહ દેવતાઇ અંશ. વચન એહ મારૂં નીરધાર. જુગમાં નામ રહેશે સાર; એક વઇશ પેઢીએ પુત્ર, અવતરશે સતવાદી સુત. ઉજ્જૈણી નગરીને ઠામ ઉત્પન્ન થાશો ભાભારામ પુજાશે તે થઇને દેવ, સકળલોક સહુ કરશે શેવ; ઘડપણ એવી શબ્દજ તેહ. શુદ્ધ થયો ભાભાનો દેહ પ્રાણત્યાગ થયો જે વાર, થઇ સતિ રામાદે નાર. પુત્ર સરિયું ગના શરાધ, ટળીયા જન્મ તણા અપરાધ; જનમ મરણનો ટળીયો ફેર, મુક્તિ પામ્યો એની પેર; સફળ કરયો અધિપત અવતાર, એવા દેવાંશી દાતાર; પંચ માસ પુરણ થઇ પેર, કરી જાત્રા આવ્યો ઘેર. રૂડો રાય અવતરીઓ અંસ, આજ સુધી પુજાએ વશ; વીક્રમ કેરૂં રહેશે નામ. પુજાશે બહુ ભાભારામ. ધન ધન ઉજ્જેણીએ ગામ, ધન ધન કણબી ભાભારામ; ધન ધન અવતરીયો જેવંશ મુખ્ય પદારથ પામ્યો અંશ, કહે પુતળી મનહુલ્લાસ, ભોજરાયને કાળીદાસ; સંસ્કૃત વિદ્યાએ છે શાસ્ર. પુન્ય પદારથ કેરૂ પાત્ર, જેવાં બુદ્ધિ કરીને દિધ, નીરમતી વાતતો થાયે સીદ્ધ; પરદુખ ભંજન વિક્રમરાય, તે ઉપર આ કથા જણાય, અજાણ નરને છે ઉપદેશ, જાણીતાને પ્રેમે પ્રવેશ; પંડીત જનની એહ પ્રીત, રાજલોક તણી છે રીત, જોગી જનને આવે જોગ, ભોગી જનને વૈભવ ભોગ; દાતાનુ મન થાય પ્રસન્ન, શુભ તણું દાઝે બહુ માન. પાપી માણુસને મનઝાળ, અકરમીને ને મન આળ, દુખિયા

સાગુનને તો દંડ, પાખંડીને મન પાખંડ;અવિવેક જનને વિદાય, અજાણને તો છે નિંદાય. ચતુર નરનેકે ચરિત્ર; પુન્યવંતા એહ પવિત્ર.દોહરા—કહે પુતરી પ્રેમથી,વાર ભોજ તપાસ સંસ્કૃત ભાષા માંહ તે. કીધુ કાળીદાસ. કહે પુતળી ભોજસુણ, એવા થાશે વીર; વેણુજ પાળે આપનું ધર્મવંત ધર ધીર. કરો પરાક્રમ જેહવાં.ધરોસિંહાસન પાય, દાન કરે એ સાંભળી, સરવે પ્રાશ્ચિત જાય;એમ કહીને પુતળી, ઉડી ગઇ આકાશ; એહ કથા પુરણ થઈ. કહે કવી શામળદાસ; ધરણીપત સવણ્ણ આરી, વહુ શું શીરપાવ; શ્રોતાજન સહુ બોલજો, જય જય શ્રી રણછોડ

## વારતા ૨૦ મી વૈતાળની.

સભારાજ નામની વીસમી પુતળી બોલે છેતે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાય નમઃ ચોપાઇ—શ્રી મુખ આરાધુ સરસ્વતી, મયા કરો આપોશુભ મતિ; કરૂણા વરસ રસનાએ કરો; બાળક જાણી બાંહે ધરો કર ગ્રંથ રાખોલાજ; કરું આરાધન તેણે કાજ, સરસ્વતી જેને મુખ વશી; વળતી તેને ઉગ્રમત કસી; અણુમાત્ર કૃપાથી આપ. પંડિત થાય તે તુજ પ્રતાપ, ગ્રંથ અધુરો જો રહી જશે, તો માત્ર હરાગત થશે. ત્રણ વશ જેમે વાયુ તણે, તારે ભરોસે કવિ તો ભણે; તનય ક્રિયા હશે તાહરી, તે તો લાજ રહેશે માહરી. વસનાહની મોટી ખાત, સન્મુખ સાચું જે સાક્ષાત; આપો બુધ તુરંગ અનેક, અકલસ્વરૂપી તું છે એક. જગત પાવની શ્રી બુમહિરા, આદ ઉમીયા પત શ્રી તું ઇશ, ભોળો નામ ભવાની ભુપ, રાજેશ્રી દીવ્ય સ્વરૂપ.

દોહરા—શ્રી ભોજ ભુપત ભલો, શ્રી ધારાવર થાય; શ્રીપત શેવક સત્ય એ શ્રી નિર્મળ શુભ નામ, આણ્યું આસન અનન્ત,ધરણિ ધર્યું ત્યાંહ,શભા સરવ શોભા રહી; મહિપત બેઠા માંહ પંડિતને તો પુછીયું, લીધું લાખેણું લગન; મહુરત વેળા મનશું,મહીપત મનમાં મગ્ન,ભોજન શુભ ભલી ભાતનાં,પુર પોખ્યું પ્રમાણ; સુપાત્રદાન સરપીયા, જશ જગ માંહિ, બાણ બ્રાહ્મણ ભલુ મનાવિયા, ભરયા ભાટ ભાત ભાત; ગુપ્તદાન ઘણાં કર્યાં અધિપતીએ એકાન્ત. પાંચ પ્રદક્ષણા કરી, પ્રીતે ધરિને પાય, હાં હાં હુંકારો કર્યો, મા મા રેહને રાય.સભા રંજની બોલીયાં,પુતળી આણી પ્રીત; એ આસન વિક્રમ તણુ, કરણ જેની રીત. દાતા દીલદરિયા સમો ગુણગહેરો ગંભીર; કનક દેપણું કરણ વસ્ત,વીરે ઝળતો વીર;હરસીદ્ધ હજુરી એહને,જેને માથે ક્ષત્ર પુન કરે પરમારથી,જીવ જાણી જગદીશ;વેચ્યો દેહ શીર છત્ર ધર્યું,અલખત આણી અપાર. અહુરણી અરણી કરી,સકળ શાસ્ત્રમાં સાર;વહુ મહિમા સંક્ષેપમાં, સાગરમાં મહું સંચ; સુરી માંહે મુકી, શાસ્ત્ર શાખની સંચ.

ચોપાઇ—વરકે ભોજ જોડી બે પાણ, વનિતા કહે તું તેહ વખાણ; ભરતખંડ તણો તે ભુપ, નગર ઉજેણી અતિ અનુપ. ગુણ લક્ષણ શુભ સોભા વણી. જેની હોયે ઘડ લાખ તણિ, વરણુવરણી જ્યાં વિવિધ વિવેક, એક એકથી અધીકાં એક અ- ધીક તેજ અરજુનવત હોય, જીતિ ન શકે તેને કોય; બેઠો સીંહાશન નાચે અપસરા સંગીત ગાન, ગુણીજન રૂડાં ગાએ ગાન; થઇ રહ્યો સભામાં ઠાઠ, ત્યાં આવ્યો ભુ- ભવંત ભાટ. સહાવીદી ખરેખે ખ્યાલ વડુ નામ તેનું વૈતાળ. દેવ શશીપો દીસે રૂપ, જાણે ભાટકો બીજો ભુપ; વહીયો તેણે સુખ આશીરવાદ. અતિ રાજા પામ્યો ઉલાદ; મહિપતિ આપ્યો અદકો માલ, વીક્રમે બોલાવ્યો વૈતાળ. દેવતાઇ કો દીસે રૂપ, મોહ પામ્યો નગરનો ભુપ. કાલો પેલો વિક્રમ હોય, એવો ભાટ ન દીઠો કોય; ગુણ લક્ષણ નારાયણ ઉપર અતિ નેહ.

દોહરા—કહે ભોજ સુણ ભામની; ભાટને કહે છે ભુપ; પ્રઉઢુ શું પ્રાક્રમ કરયું રૂડુ કહે કેમ રૂપ. જાગ પુરૂષ પણ જાણકો; અકલ વડે અનુપ; માનવી કહે કેમ સુખથી. ભીખારી તે ભુપ, કોનો પુત્ર કયાં અવતરયો કોણ અધીપતી અંશ; વધુ વિદાય વિનય કરો, વારૂ કહોને વંશ; કેવો પંડિત પ્રાક્રમી, કેવા મહીપત માન; કેવે પ્રકારે આવીઓ લીધ દીધ શા દાન, કહે સો તે માગણ હનો કહે શી વીદ્યા હોયે તે અવતરયો કયાંહાં, જનુની જનક ગુણ જોય.

ચોપાઇ—કહે કામનિ સાંભળ નરનાથ. કહું વાત જોડી બે હાથ; હાંશ મારે હૈડે છે ઘણિ. કહું ઉત્પત વૈતાળજ તણિ. પચાસ કોટી પ્રથ્વીનું પીડ, તેમાં દેહ સ્થળ કે ઠિક; ભરતખંડ તે ભારે ભોમ, કરમ ક્ષત્ર બંધાણી વ્યોમ કનોજ દેશ સુંદર ક્રરમો, તે લંકાવડની હારનો; માનવ મહીપ જાણે મરમ, ધરતિ માંહે ઘણેરો ધર્મ. શ્રીમંત લોક સુખી બહુજન, નીર્મળ નરનારિનાં મન; ગુણછાર ગુગ સાગર શુભ ગામ, ભાટભીમ એક નીર્મળ નામ. ઉમયાદે ઘેરનારી સતી, રૂડી કર્મની રેખારતી, સતી શીરોમણ સાદુલ રૂપ, અતી નીર્મળ તે નાર અનુપ. દોલતે દુનીયાં વૈભવ ઘણે, દોષ દીસે છે નાગજ તણો; માગ નાગ તે લાવે ધન, માગળ જાત પણ મહીપત મન. કોટી ધ્વજ કહેવાએ નામ, દેશપતિથી આવે દામ; વશ વરતે માનવ તે દેવ, કરે નાગ સરીખ સેવ, સુંદરીઓ પણ દાતા જોય, કંઇ કંઇ શકે નહિ કોય; રાજ રીત સમરથી સુત્ર, પતીવ્રતા પેટે નહી પુત્ર. વધુએ તેને મોટો નેહ, દાવાદળ જેવો દુખ દેહ; કળતા એક ઘડે નહી કશી આવી આવી વધુએ વશી. શામા ઘેર શીરો- મણ સતી, પ્રેમદા કહે સાંભળરે પતી; શીવ સેવતાં વાધે સુત્ર. પ્રભુ પ્રતાપે પામે પુત્ર વિના ઘરસુતનું સુખ, પુત્ર વીના કેમ ભાગે ભુખ. પુત્ર વીના તો આધ કારણ કરે, પુત્ર વીના પીડ કોણ ગુજ ધરે; પુત્ર વીના કો સુખ નવ જોય, શુકન નવ લે કારણ કોય. વાંઝીયા નાર એ કારણ વડું, પુત્ર વીના જીવીત ભડ પડયું; પુત્ર વીના અ-

સાખત શી અંશ, પુત્ર વીના કેમ વાધે વંશ, પુત્ર વીના મેહેણાં દે સહુ, પુત્ર વીના ઘેર નાવે વહુ; અવતાર પુત્ર વીનાનો બળ્યો પુત્ર વિના તે શોક નવ ટળ્યો; પુત્ર વીના નવ પામે નાત, સગાં સહોદરની શી વાત; જેને પુત્ર ન આવે પેટ, તેના જીવતરમાં ઉઠી વેઠ; પુત્ર વીન વચન કેમ પળે, ચહડયા હાળ પાછા કેમ વળે વેવાઇ કોને કીજીએ, લ્હાવો કેવો આપણ લીજીએ; ધીક અવતાર વાંઝીયાની ગાળ, નવ ઉધારે ધીરે માલ. પુત્ર વિના વહી જનક જોર, પુત્ર વિના ઘર તે સમશાન, પુત્ર વિના નવ દે કો ધન; કોઇ ધન ન પુછે કથી, સહુ સંતાન પુછે સરવથી; કરોડ દામ જો આઠે હોય, તોય પનોતા નવ કહે કોય, પુત્ર હોય ને નવ હોય દામ, પુત્ર પનોતોવેનું નામ; કુળ ઉદય સકુળ દીપક પખે, વેદ શાસ્ત્ર લક્ષમણુથી લખે; પુત્ર વિના જીવિત તે કશું, માનની મને મન એતો વસ્યું; ભંડાર લુટાવ્યો આણી નેહ; તજીએ જીવતાં આપણો દેહ, દોહરો—ભીમ કહે સુણભામની, તજ ચીંતા મન શોક; મમતું થાય ગોવીંદનું, ડાહાપણ કરવું ફોક. ભારે વઇભવ ઘરતણો, તેહ કરયો મન તાજ; ભીમ ભયાનક પગ ગયો. તે તપ કરવા કાજ ઝલમલ ન દેશર શીવવડો, ઝાઝુમાન જુગ જોત; તેજ પુજ ત્રિલોકપત. ઉદેકાળ ઉદીયોત; પંચપત્ર પરતાપ પુર, નારાયણનું જે નુર; દાતા દેવ દયા નીધી, હેતક એક હજુર, બીલીપત્ર તુળશી તાંદુલે પંચામરત પખાળ; અહર નીશાએ આરતી, આણી અહકે વહાલ; શીવ પુરાણ શરવણે સુણ્યું, શીવ કવચના પાઠ; શીવ મંત્ર જપ્યા જપે, ભાવથકી તે ભાટ; ચેણુ આયપર આપણે, કરે નીત જળધાર; શીવ સંતાન આપો મને નોધારા આધાર. દેવ તણો તું દેવતા, ઇશ તણો તું ઇશ. કરતા હરતા તું વિશ્વપત અજગતપાવક જુગદીશ નથી ખોટ ઘેર તાહરે, આપવે નથી સમરથ; તપદાતા એકતું લહયો, તુજવિણ સરવે વ્યર્થ; અધીકજન વર પામીયા, દાનવ દેવ અતી આપ; પુત્ર એક શુભ આકશી, પામુ તુજ પ્રતાપ, જેથી નામ જુગમાં રહે, વિખાણે શુભ દુવાટ; ત્રામ થાયનવ ખંડમાં, ભુપતજેવો ભાટ તારે પરીયા ત્રોસો પક્ષના, તારે નાત નર નામ; એવા પુત્ર આપો મને, કરૂણાનીધી કરી કામ. માહાદેવ કહે મગળ સુણો, સ્વપ્ન માંહેએ આપી; કોટક જનમતણા ઘણાં, તારે માથે પાપ. એવું સાંભળી ઊઠીયો, ઓછી શીવની પેર; ભીમ વળ્યો તે ઘરભણી, શોધીઆપે શેર. બ્રાહ્મણ વરિયા ભાવથી, શત શત ચંડી કીધ, પુર્ણાહુત પુરણ કરી, દક્ષણા દાન બહુ દીધ, માહા રૂદ્ર એકાદશ કરયા લુંટાવ્યું બહુ ધન; દાન અવેરિ આવરી, મહાદેવ ઉપર માન વિપ્ર વરા તે વેદિઆ શાસ્ત્ર તણી જે શાખ; પારથી ચીંતામણ કરયા, પુરા તે નવલાખ; શીવ થયા અતી આકળા, એને શું અપાય; પાંચસે પુત્ર આપતાં, ઓશીંગલ નવ થાય, સંતોષ્યો એણે ઘણું, ચડયો ભુદરને ભાર; વ્યાજ સહીત જેને વળાવું એવા એદાતાર નીરમળ દેહ તણા કરી, તજ્યું પોતાનું ગામ; પાછો વળી તે આવિયો, તપ કરવા

આ કામ, કાયા કષ્ટ વેઠી ઘણી, સાધે સઘળા સુખ. શિવ બીચારો શું કરે; ન હોય કરમે પુત્ર. ચોપઇ—એમ કરતાં વિત્યું વરસજ એક, કરે પુજા તે વિવિધ વિવેક; આવ્યો એક ઢીમર તે પાસ, તેને પુત્ર તણી મન આશ; આવ્યો શીવ સમીપે તેહ, ધરયો નારાયણ ઉપર નેહ; જે પુત્ર ના આપે ત્રુપુરહરા, કાળ મચ્છ પછાડુ વિશ; શિવ પ્રસન્ન થયા તે સાંમ,પુત્ર પલકમાં આપ્યા પાંચ;ઘણું હેત ગયો છે ઘેર,ભીમે મન વિચારી પેર, કળિયુગ માંહે ઘુડનો લાગ, ભજિયો થાય તે લે એ ભાગ; બીજા જીવ મેં કેમ મગાય, હત્યા આપ કાયાની થાય. કાઢી કટારી કારજ ષેરી,કોઇ બુધ મરવાની કરી; છેદવા માંડયું આપે શીશ. હા હા કહીને બોલ્યાં ઇશ.વણ મોતેશા મારે કરે, આત્મહત્યા તું શીદ કરે; કર જોડીને ભીમ તે ભણે, હું આવ્યો શરણે તુજ તણે, વરષ એક ત્યાં તો વહિ ગયું,સ્વપ્નામાં દર્શન નવ થયું, આવ્યો પાપી મચ્છી જન.તરત આપ્યા કેમ પાંચજ તન; તેથી મુને ભુંડો કીધ.એકે પુત્ર મુજને નવ દીધ,શીવ કહે દેહેરા પાછળ જાઓ, નીરખો નેહથી સુખીયા થાઓ.ગયો ભીમ પાછળ જેટલે, ગોબર ગાર દિઠી તેટલે,દિઠા કીડા ત્યાં દશલાખ, બોલ્યો ભીમ શીવ પ્રત્યે શાખ; કરોડ મેં તો નિરખીયા, તેનો પા તો નવ પ્રીછીયા. શીવ કહે તુજશું બોલુ સાચ, જીવ એમાંથી આપ્યા પાંચ; પાપ કર્યાં તે નરકે પડયા,પાપી તેણે પેરે જઇ અડયા; તુંને આપવા જોગ તન, નથી મળતા કો મારે મન.કુળ નાતને તારે ગામ, નવખંડે રહે નીરમળ નામ; તારો ભાર મારે શીર ઘણો, જપ તપ પુજા પુન્ય તણો. પુરૂષોતમ ભરૂઆડા પેટ,વચન બાંધ્યાં અવતરીયાનેટ;તેમ કરવું પડયું માહરે અવતાર રૂદ્રનો કુળ તાહરે, ભક્તવત્સલ મારૂં છે નામ, તે કેમ બીરદ જશે આ ઠામ. પુરણ એક કળાનિ પેર, પ્રગટ પુત્ર થાશે તુજ ઘેર; નર અવતાર ધરાયેનેટ, પુત્ર પતિવરતાને પેટ,વળી ઇચ્છા હોએ મનતણિ,આપુ અલખત લક્ષ્મી ઘણી, ભણ્યો ભીમ પ્રતે ભાખ, લક્ષ્મી ઘણી કરોડો લાખ.

દોહરા—કહે શીવ પુત્રજ આવશે, ખરચ કરો બહુ પેર; ના કહે ત્યારે નીસરે, વળીએ ના રહે ઘેર. વરદાન પામી તે વળ્યો શીવદાતા સમર્થ; આનંદ પામ્યો અતિ ઘણો,ઘણો ખરચ્યાયો ગર્થ. યોગ ગરભજ હરી રહયો, કામની કરે કામ;પુત્ર પ્રતાપી પ્રગટીયો, વઇતાળ ધરાવ્યું નામ. ચંદું નીકળે અભ્રથી, પંકજ જળથી જેમ; શોભા સકળ શીરોમણિ, પુરણ પુરૂસોતમ; આકાર રૂદ્ર એકાદશી. શાહસીક કોઇ સીધ. હેત હરષ મા બાપને, કરમ જાચકના કીધ; શુકલ પક્ષ પડવે થકી;વાધે છે જેમ ચંદ્ર. વાધે રૂપ વઇતાળનું, અવનવો કોઇ ઈંદ્ર; તેજ પુંજ કોઉ દેવતા, વધુ શીરોમણિ વંશ, અવતારી તો અંશપત, આપઇશ્વરનો અંશ;સાત વરસ સેજે થયાં,તવ મુકયો નિસાળ,વળુ શીખવી વિદ્યા ભણે, વીશ્વ વીશે વિખ્યાત, પીંગળ પાઠ પુરાણ પુર, ભણ્યું સઘળુ ચારભેદ, ભાષામાં તે ભુપતિ, વાણી વિખાણે વેદ;

